૬૮૯

શ્રી નવીન.

# તરૂણભોજ

## નાટક-ગાયનો.

“શ્રી દેશી નાટક સમાજ” માટે.

રચી પ્રસિદ્ધ કરનાર.

ઝવેરી. ડાહ્યાભાઇ ધોળશાજી.

અમદાવાદ.

☞ “ સમશેર બાહાદુર ” પ્રેસમાં છાપ્યું.

૬૯૯૯

## શ્રી નવીન.

# તરૂણભોજ નાટકનાં ગાયનો

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ માહારાજામિત.
શ્રી દેશી નાટક સમાજને માટે.

રચી પ્રસિદ્ધ કરનાર.
ઝવેરી. ડાહ્યાભાઇ ધોળશાજી.
માજી સંસ્કૃત શિક્ષક મિશન હાઇસ્કુલ-અમદાવાદ

આવૃતિ ૧ લી.



અમદાવાદ.

☞ " સમશેર બાહાદુર " પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૫૫ સને ૧૮૯૯

કિમ્મત રૂ. ૦—૨—૦ ( બે આના )

5૯૮૯

## શ્રી પરમાત્મને નમઃ

# શ્રી " તરૂણભોજ " નાટકનો ટુંક સાર.

---

## અંક ૧ લો.

મંગળા ચરણ

**પ્રવેશ ૨ લો**—માળવાના પરમારવંશના રાજા સિંહભટના પાટવી કુંવર **મુંજરાજ** ની સ્ત્રી **વિજયાદેવી** સાહેલીઓ સાથે હાસ્યવિનોદ કરી રહીછે. એકાએક મુંજરાજ પધારેછે; સાહેલીઓ જાયછે, રાજા રાણી વાતચિતમાં ગુંથાય છે. અચાનક દાસી દોડતી આવી પિતાજી **સિંહભટ** ત્યાં પધારેછે, એવા સમાચાર આપેછે. મુંજરાજ ગભરાયછે. રાણીને પડદે જવા કહેછે સિંહભટ આવેછે. બાપ દીકરાને એકાન્ત થાયછે. મુંજના જન્મનો ભેદ સિંહભટ ખુલ્લો કરેછે; પણ રાજ્ય મુંજનેજ સોંપવા કહેછે અને ખરા હકદાર સિંધુલનો પુત્ર ભોજ ઉમ્મર લાયક થાય ત્યારે તેને આપવા ભલામણ કરેછે. રાણી પોતાના પતિના જન્મનો ભેદ સાંભળી બેબાકળી થઇ જાયછે. પસ્તાય છે. સિંહભટ વૈધની પેરવી કરવા જાયછે. મુંજ રાણીના ગભરાટનું કારણ કળી જાયછે. ઠાર મારવા જાય છે. **કલ્યાણદેવ** રાણીને મ્હેલમાં લેવડાવી જવાનો સંદેશો લઇ આવેછે. મુંજરાજ વાત ઉડાવેછે. તેલીઆ રાજાને હાથે છુમંતરના વ્હેમમાં રાણી અને તાતજીને ઝેર દેવાનો કિસ્સો ગોઠવેછે.

**પ્ર. ૨ જો**—કલ્યાણદેવ વિચારમાં. તેની પ્રિયા ત્યાં ગભરાટમાં આવે છે. પ્રીતમ પ્રિયાનો વાક્યવિનોદ અને મેળાપ.

**પ્ર. ૩ જો**—પરોઢમાં નદી કીનારે તેલીઓ. ચોરીનાં કંકણ ચોર દાટેછે. તેલીઓ કાઢી લેછે. એક નાના છોકરાને ફોસલાવી કલીઓ કાઢી લેછે. **ધાંચી** ખીસ્સા કાતરૂ તેલીઆનીજ ધાપ મારેછે. પનઘટપર જતી માતુંનીઓ. ધાંચણ ચોરેલાં કંકણ સાથે. ઠગ **દુરઘો** ધાંચણને ઠગી એક કંકણ કાઢી લેછે. તેલીઓ પડાવે છે. બીજું કંકણ પણ તેલીઓ ચતુરાઇથી લેછે. તમામ તાલંબાજોની ટોળી. તેલીઓ ઉસ્તાદ. રાજામુંજ, તેલીઆ મારફતે ઝેર દેવાની પેરવી.

**પ્ર. ૪ થો**—રાણીનો મંદવાડ. ઢોંગી મુંજરાજ. તેલીઆનું તુતંગ. હનમાન લાવવા. અને ઝેર દેવું. ઓષધમાં ઝેર દેવાનું તોહોમત સિંધુલ ઉપર ઢોળી પાડવું. પણ “ ખુલાસાવાર કચેરીમાં કહેવાનું ” કહેવુ.

**પ્ર. ૫ મો**—કલ્યાણદેવ. સિંધુલ કલ્યાણદેવને દેશ જતા રહેવા સમજાવેછે. લાચારીથી કલ્યાણદેવ કબુલ કરેછે.

**પ્ર. ૬ ઠો**—જયા સાહેલીઓ સાથે ગરબો. બદઘાનતનો કાકો મુંજ-સાહેલીઓની ઠઠ્ઠા મશ્કરી. પ્રીતમ પ્રિયાનો મેળાપ અને વિયોગ.

**પ્ર. ૭ મો**—મુંજ જયા સાથે પ્રેમની તજવીજમાં. જયા અને મુંજ. સતી રજપૂત કન્યા અને પાપી કાકાનો સંવાદ. જયાની મા ભોળીસાવિત્રી વચમાં પડે છે.

**પ્ર. ૮ મો—મુંજરાજ અને સિંધુલનો નાદાન દોસ્ત વત્સરાજ. ખુશામતીઆની ખુશામત અને લોભમાં લલચાવું.**

પ્ર. ૯ મો.—કચેરી. ઝેર દેવાનું તહોમત સિંધુલને માથે ઢોળી પાડ વું. સિંધુલનો દેશવટો. મુંજ ગાદીએ અને રાગરંગ.

## અંક ૨ જો.

પ્ર. ૧ લો—દેશવટે જતો સિંધુલ. ભોજકુમારની અને પુત્રી જયાની બુદ્ધિસાગર અને વત્સરાજને ભલામણ.

પ્ર. ૨ જો—વત્સરાજની રાંડેલી બ્હેન રૂપાળી. મુંજરાજ ઉપર આશક, કામ કાઢી લેવા મુંજરાજનો પ્રપંચી પ્યાર.

પ્ર. ૩ જો—વત્સરાજ અને મુંજરાજ. ખુશામતથી જાગીર લખાવી લેવી. તેલીઓ. ચંડાળ ચોકડી. જયાને ફસાવવાનો પ્રપંચ. લુચ્ચાઓની નિશાબાજી.

પ્ર. ૪ થો—વત્સરાજ જયાને રૂપાળી પાસે મુકે છે. રૂપાળીનો રોફ. ભોજને ભોળવવા પ્રયત્ન. દાસીઓનું કુટવું. જયાને બદલે જયન્ત કુમારનું ગોઠવાવું. ખાતરીઆ ચોર ઘાંચી અને દુરધો. મુંજને ખાસડાંનો માર. બાપ દીકરાનો વિવાદ. રૂપાળી ઉપર રીસ અને પ્રપંચથી કેદ.

પ્ર. ૫ મો—જયાને એકદમ બુદ્ધિસાગર સાથે સાસરે વળાવવી.

પ્ર. ૬ ઠો—અધવચ વાટમાંથી જયાને લુચ્ચાઓ ઉપાડી જાય છે.

પ્ર. ૭ મો—સિંધુલને બાળી મુકવા વત્સરાજની કોશિશ. સિંધુલનું દાવાનળમાંથી બચી જવું.

પ્ર. ૮ મો—જયા અને લુચ્ચાઓ. ફરેબ રચી જયા લુચ્ચાઓને કેદ કરી નાશી જાય છે. વત્સરાજ આવી દુરધાને બચાવે છે.

પ્ર. ૯ મો—વત્સરાજ અને દુરધો જયાને કલ્યાણદેવને ત્યાંથીજ

કલ્યાણદેવને વ્હેમમાં નાંખી ઉપાડી લાવવાની યુક્તિ રચવી. કલ્યાણદેવ અને દુરધો. જયા અને વત્સરાજ.

**પ્ર. ૧૦ મો**—દુરધાનો પ્રપંચ. જયા અને કલ્યાણદેવ આનંદમાં. ચિઠ્ઠિ. રંગમાં ભંગ. નિર્દોષ જયાને માથે કલંક. તિરસ્કાર. વત્સરાજ અને દુરધો જયાને ઉપાડી જાય છે.

**પ્ર. ૧૧ મો**—મુંજરાજ અને તેલીઓ. ભોજને ફસાવી મારવા પેરવી. દુરધો ખબર આપે છે.

**પ્ર. ૧૨ મો**—ભોજની વર્ષગાંઠ કચેરી. મૂર્ખ તેલીઆ રાજાનો અને કાળીદાસનો વિવાદ. સિદ્ધ અને ભોજનું ભવિષ્ય. સિદ્ધનો તિરસ્કાર.

**પ્ર. ૧૩ મો**—ભોજરાજના મામા ભિમસિંહને, બુદ્ધિસાગર મુંજના પ્રપંચની વાત જાહેર કરે છે. શિક્ષા કરવા ભીમસિંહ ચઢે છે.

**પ્ર. ૧૪ મો**—તેલીઆ રાજાની ગુફા. ભોજને તેલની કઢામાં નાંખવાની પેરવી. ચમત્કાર. ભીમસિંહ અને બુદ્ધિસાગર લસ્કર લઇ આવી પ્હોંચે છે. ભોજને બચાવે છે. તેલીઆને પકડી ભીમસિંહ લઇ જાય છે.

## અંક ૩ જો.

**પ્ર. ૧ લો**—ભોજ કાળીદાસને ત્યાં વિદ્યાર્થી વેશે. પ્રભુ પ્રાર્થના.

**પ્ર. ૨ જો**—વત્સરાજની કપટજાળ. જયાને વાંઢા મેઘા કોળીને ત્યાં વેચવી. ભોજની ગુપ્ત વેશે સાક્ષી.

**પ્ર. ૩ જો**—મુંજ અને દુરધો. સિંધુલને ફરી ફસાવવા પેરવી.

**પ્ર. ૪ થો**—જયા અને મેઘલો. ભેદ ભાગવો, જયાને ડામ દેવાની પેરવી. સીપાઇ પકડી કચેરીમાં હાજર કરે છે.

**પ્ર. ૫ મો**—રૂપાળી કેદમાંથી છુટે છે. રસ્તામાં મુંજને મળે છે. મુંજ ઠાર મારે છે. સીપાઇઓ મડદુ ફેંકી દેવા લઇ જાયછે.

**પ્ર. ૬ ઠો**—સિંધુલ કઠીઆરાને વેશે. રૂપાળીનું મુડદુ. દુરઘો સિંધુલને ફસાવે છે, પકડાવે છે.

**પ્ર. ૭ મો**—મુંજરાજની કચેરી. ટીખળ. હસુમાંથી ખસુ. ભીમસિંહ. કલ્યાણદેવ. તેલીઓ. પોગળ પકડાય છે. પાપીઓને કેદ. જયા અને સિંધુલનો છુટકો.

**પ્ર. ૮ મો**—જયા, મેઘો પકડવા દોડે છે. જયા સંતાઇ જાય છે. કલ્યાણદેવ પસ્તાવો કરી આપઘાત કરવા મશાણમાં જાય છે. જયા પુઠે જાય છે. કેદીઓ. મુંજરાજ કેદી. ઘાંચી કિસ્સો કરી બચાવે છે.

**પ્ર. ૯ મો**—સિદ્ધ અને સિંધુલ. કલ્યાણદેવ આપઘાત કરવા મશાણમાં. જયા બચાવે છે. છુટેલા મુંજ, વત્સરાજ દુરઘો ને ઘાંચી. જયા અને કલ્યાણદેવને પકડે છે. પાછળથી ભોજ ભીમસિંહ તથા લશ્કર પાપીઓને દબાવે છે. પાપીઓને શિક્ષા. બાઇ બ્હેન અને બાપ અને છોકરાંનો મેળાપ. સત્યનો વિજય. અને અંતે પરમાનંદ.



## મુખ્ય પાત્રોનાં નામ.

| | |
|---|---|
| સિંહભટ્ટ ... ... | માળવાનો વૃદ્ધ પરમાર રાજા |
| મુંજરાજ ... ... | તેનો કરી લીધેલો પુત્ર. |
| સિંધુલ ... ... | સિંહભટ્ટનો ખરો પુત્ર |
| ભોજરાજ ... ... | સિંધુલનો પુત્ર |
| જયન્ત ... ... | મુંજરાજનો પુત્ર |
| વિજયાદેવી ... ... | મુંજની રાણી |
| સાવિત્રી ... ... | સિંધુલની સ્ત્રી |
| જયા ... ... | સિંધુલની પુત્રી |
| બુદ્ધિસાગર ... ... | પ્રધાન |
| તલીઓ ... ... | પાખંડી જુવો |
| વત્સરાજ ... ... | સિંધુલનો નાદાન દોસ્ત |
| રૂપાળી ... ... | વત્સરાજની રાંડેલી બ્હેન |
| ભીમસિંહ ... | ભોજનો મામો |
| કલ્યાણદેવ ... ... | જયાનો પતિ. |

હજુરીઆ. દરબારીઓ. નાચનારીઓ. વિગેરે વિગેરે.



श्री परमात्मने नमः

# श्री नवीन 'तरुणभोज' नाटकनां गायनो.

## अंक प्हेलो.

### मंगळा चरण.

सूत्रधार—

प्रभुपद प्रणमुं विनयथी विनवु
भवभव भमवुं विभुजी विरमवु—प्रभु०—
पारङ्गत परम पुनीत, मुनिजन मन सतत ध्वनित
ध्वान्त भ्रान्त विनिवारण
प्रभु रवि प्रगटावे, ज्ञान रसण झगमगावे—
सप्तभंग नयस्वरूप पारखेल तत्व रूप
वीत राग चरण शरण, चिदानंद भजभावे—

—(०)—

नटी—

धन्य धन्य वीर नर नारी,
कोमळ तनने निरमळ मननी, विजय विजयशाळी—
धर्ममूर्ती जगमां जयशाळी
प्रेममूर्ती रस रीति रसाळी
जुगजुग जग पंकाती चाली—प्रभु प्रसादी मेळवनारी—विजय०
मनुष्य प्रकृति सरजी छे निराळी
कंईक कुटीलने कंईक सुंवाळी

દેતા સાથે સરખી હારી, નવીન કવિજનની બલીહારી
મધુરી મરમાળી—

**વિજયાદેવી-સાહેલીઓ— [ ૧ ]**

છે સુખકર મનહર રજની સજની મ્હાલીએ
રે મ્હાલીએ લઇ તાળીરે—
રે વસંતવર નરવર રંગભર ધરધર મોતીડે વધાવીએ-
હાં.........ચાલો રસિક રતિ પતિ રીઝાવીએ
અલબેલી પ્રેમઘેલી છબીલીને મનાવીએ-
આ બુલબુલ બોલે બાગમાં બલીહારી
પ્રેમ ઘેલી રે અલબેલી લાગ ચૂકે શું લટકાળી મતવાળી
માનો માનો વસંત વાડીએ, ડાળીએ ડાળીએ મ્હાલીએ-

**સાહેલીઓ— ૨**

આવો અલબેલા ( અરેહાંરે ) અલબેલી જોતી વાટનેરે
જોતીવાટ—સખીસંગાથ-રસિકવર હાઠનેરે—આવો૦
આઠ પ્હોરનો દાંડો ખૂટતાં, આશા તંતુ પણ તૂટતાંતાં
પણ પતિ ચંદ્ર અચાનક ઉગતાં, રહ્યા રસીલા હાટમાં—વાહવાહ
મળતાં રસીયાં મનમથ માતાં, કમળ પરિમળ પણ શરમાતાં
જગદીશજોડી અવિચળ રાખે પ્રેમ પરસ્પર ગાંઠમાંરે-

**મુંજ— (૩)**

નથી જુવાની કોઇની નભી અને નભે,
ખરે જવાનું છેવટે અરે ચઢી ખભે
રળી કમાઇ મેળવ્યું કહોશું કામનું?
જે ભોગવ્યુંજ તે ખરૂં બીજુ હરામનું—

કપટ ઝપટ કહો કે ચાતુરી પ્રપંચ દાવ,
જગત સમુદ્ર તારવા ખરે ખરૂં એ નાવ.
જગતમરો કે રે રૂવો કહો શું આપણે
માથેથી ઉતરી નથી સગાજ બાપને—

કલ્યાણદેવ—જયા— (૪)

જો જરી રસીલી જોને, જો જરી છબીલી જોને
જોબન મદમાતી જોને, જોજોજોને તું પ્રિયપ્રાણ જોને—
નહીં હઠીલી બહુ હઠ સારી, જોજોજો ને તું પ્રિયપ્રાણ પ્યારી.
પ્રેમને કુવે ઉતારી વ્હાલા વર્ત વાઢશો
બોલને રસીલાલાલા, બોલને છબીલાલાલા
તું બોલ બોલ બોલરે વચન રસાળા
સાંભળી આ કાલાવાલા—જો—

જયા— (૫)

રસીઆ સલુણા નગુણા નવ થાઓ અરે જરા જરા પ્રીતિરસ પાઓ—
વ્હાલા તમે વ્હાલીને વિસરો નાહક શું વ્હેમાઓ
શાણા તમે સમજુ છો બસ આવો સમજી જાઓ—રસીઆ૦
ઝાઝા નહિ રીસાઇએ, છેકજ નહિં છણકાઇએ
મોહન હવે મનાઇએ, હદમાં રહી હરખાઇએ
અરે હાહાહા—રસીઆ૦

પનીઆરીઓ— (૬)

લાડકડી લટકાળીરે ચાલે લટક ચટક લટકાળી—હાંહાંરે—
એ લટકેરે મોટા મોટા મુનિનાં માન લીધાં.—મોટાં૦
સોના રૂપાનું બેડલું રે સૈયર, પનઘટ પાણીડાં જઈએ—રે મોટા૦
પરણ્યો ઝુલાવો પારણેરે સૈયર. કામણ ટુમણે વશ કરીએરે—

જા; ભર્યાં નેણુ ભોળાં ભટાક વેણુ, નખરેથી મન હરીયેરે-

તલાઓ— ( ૭ )

કહોને દોલ1 કેવી, કુંચી સુખની એ સમજી લેવી
ખોટી ખટપટ કેવી, દોલત જ્યાંથી કે ત્યાંથી લેવી.
તગદીર જો તારૂં હોય હાથ, પદ ઝટપટ તું ફીસ્સાનો પાઠ
કર બાહાદુર બંકાનોજ સાથ
બાંધી લેને મ્હોબત, ફેલી ખાને દોલત, સાધી લેને સંપત
દુનીઆનીએ રંગત—તદબીર કહો કેવી—કુંચી૦

સધળા— ૮

ઉજેણી રંડાણી આજ હાય હાય
નિરાધાર રે અપાર હાલ થઇ ગયાં હાય હાય૦
રત્ન આ! જતાં હા! હા! હા! હા!—હાય હાય—ઉજે૦

કલ્યાણદેવ— ૯

બને જે પ્રેમથી મસ્તાન,—બન્યો તે દેવનો દિવાન;
સદા રસરંગમાં ગુલતાન—ભૂલે દુનિઆનું પળમાં ભાન—
હજારો ભલે સીતમ ગૂજરે, નહિ તલભાર દિલમાં ડરે;
સદા પ્રેમે જીવે કે મરે, પીએ તો એક પ્રીતિ રસપાન—
રહે સેંકડો વરસ ભૂખે, સહે જુલમ તાસ દુઃખે
તથાપિ તે તજે નહિં ટેક, ધરે દિલદારનું એક ધ્યાન—

જયા—સાહેલીઓ— ૧૦ (ગરબો)

હાંરે સખી નીતિ શૃંગાર નિત્ય સજીએ
હાંરે ભાવે ભરથાર ભગવાન ભજીએ—હાંરે૦
હાંરે દુરગંધી દુરાચાર તજીએ
હાંરે નિરમળ શીયળ જળે સ્નાન સજીએ—

પ્હેરે પટકુળ પ્રેમનાં, સુંદર પાતવ્રત ભાત
કંચુકી કસીએ કારમી, સદા કંથ સંગાથ–
સાથે સહીયર નવ નવાં નંગ છે–હાથે વિધા કંકણુ
વળી રમણુ રટણુ સાથે પ્રીયુજી પ્રસગ નવરંગ છે.–
વચન કુસુમની માળથી, પુજે પ્રીતમ નાથ
નયન કમળ ઉછરંગથી, ધરીએ સ્વામી હાથ–
દયાની ચુંદડી શીરપર ધરીએ
લજ્જા કંકુની આડ કપાળે કરીએ
ઝાંઝર સતસંગ પ્હેરી ઝમઝુમ રમીએ
હાંરે નિત્ય સતી પતિને પાય નમીએ—

જયા–સાહેલીઓ— ૧૧

અલબેલી બાળા–વાહ વાહ અલબેલી બાળા એહો
રંગે રહો લટક મટક સ્વામીનાથ સંગેરે
મુકોને ચાળા–જા જા–મુકોને ચાળા–ખશખશ
રંગે રહો લટક ચટક સ્વામી નાથ સંગેરે
હાંરે હાં સખી નવરગ જીતજો મદનજંગ
જોજોરે જરી ભમર કરીશ નહીં મનભંગ
બાળાને આ ચીબાવલીઓ કઢંગો બોલીનો ઢંગ
શાણી તને જાણી—હવે બસ—અલબે—
ઉલટયો રસ સાગર સખી, રોકયો નવ રોકાય:
લાખ જતનથી જાળવો, પણ જાવાનો ત્યાં જાય––
હું બાળીને ભોળી–બા કાલીને ઘેલી–જાને અળગી–રહેજો વળગી–
લટક ચટક સ્વામીનાથ સંગેરે ——

**કલ્યાણ—** ૧૨

ઓ વ્હાલી આલી આવી ઘેલી ન થા
તું પળભર ધીરજ પ્યાલો પીલેને પા-ઓ વ્હાલી૦-
સમજીને સ્યાણી તું માની લેની-ઘેલી-
દુઃખ સુખ મનમાં ન માનીએરે
જગદીશ લીલા જાણીએરે
ખસ જાશે ખારા પાણીએ-તું પળ૦

**કલ્યાણ-જયા—** ૧૩

રસિઆ રસિક સરદાર, હૃદયનાહાર, જરૂર જનાર
લલના લલિત શૃંગાર, લખ્યા જે લેખ નહિં ટળનાર.
ઉગતાંજ આશાડાળ રે પ્રાણાધાર કરો નોધાર
કરનાર બધું કીરતાર મનુષ લાચાર પ્રિયા લાચાર-
રામ રામ છે રામ રામ
પ્રાણાધાર, અરે દિલદાર, સબૂર આધાર, હવે લાચાર૦-

**સુંજ—** ૧૪

વાહ ખુબ બની બની ખુબબની, નારી ખુબબની બની૦-
રસિકરમણી, શી સુંદર છે આંખડી કમળ પાંખડી
નેનશર અરરરરર ધસે ઝડપ મુજભણીરે-હાહા-
વદન છે શશી સમરે સુંદર, ચાલમાં એ ગજગમની ગણી;
શો સુંદર છે શણગાર, મળે જો એવી સુંદર નાર
થઇ રહે કદી દિલદાર, બતાવે પોતે પૂરણ પ્યાર
હું ગણું મને ધનભાગ, અરે મહા ભાગ્ય વશી ગઇરે
અંતરમાં સરરરરરરર એ મન મોહિનીનાર બનીનાગણીરે-હાહા-

જયા— ૧૫

આ કહ્યું શું તમે કાકાજી આજે—જાઓ૦ વાહ૦
પ્રેમની પોથી ક્યાંથી પુત્રીની પાસે,
પ્રેમની પોથી છે પિયુ સાથે,
કાકા શોભે શું એતે તમારે હાથે—
જાચવું તે વળી પુત્રીની પાસે,
છત્રપતિને કદિ કાળે શું છાજે ?—

જયા— ૧૬

કોને કહું હું ને શું કહું હું બાળા નિરાધાર
જેણે ઉછેરી, તે થયા વેરી—કોને૦
આશા ડુબેછે, જીવ ઝુરેછે, રોઇરહેછે, થઇને છેક લાચાર—કો૦
આવીને વ્હારે, કોણ ઉગારે—કોને૦
કસાઇએ ઘેરી, ગાય આ ઘેલી, મારેછે ફેરી છુટવા વારંવારે—કો૦

જયા— (૧૭)

પરમાર કુળ કલંક રહે દૂર દૂર દૂર
કાકો થઇ થયો શું પાપી ક્રુર ક્રુર ક્રુર
જો હોત અહિં બીજો કરત ચૂર ચૂર ચૂર
ક્ષત્રી પુત્રિનું નથી શું યાદ શૂર શૂર

મુંજ— (૧૮)

શું અજબ બની નારી—અરે પ્યારી
આ રમક ઝુમકતી ચાલ ભાળતાં ધીરજ રહે ન ધારી—
જયા—હજુ રહ્યો તું રે હેવાન—અરે નાદાન!
મુંજ—હવે સમજ સમજ સુજાણ, થાય શીદ નાહક રે હેરાન—

**જયા**—ચુપ ચુપ રહે રે નાદાન-
**મુંજ**—વાહ વાહ વ્હાલી? જીવજાન!
**જયા**—જાશે બન્નેના જાન-
**મુંજ**—તને ઘટે શું એ પ્રિય પ્રાણ-
થઇ રહે તું નિત મારી અરે પ્યારી આ૦—

**મુંજ**— ( १७ )

પડ્યા પાસા ઉંધા હજુ પણ કંઇ હરકત નથી
કરૂં બીજી યુક્તિ જતી કરવી એ જુગતી નથી;
કરોડો ઉપાયે હરણી હણતો શાર્દુલ નથી,
ખરે ઉદ્યોગીથી જગત મહિં કાંઇ દૂર નથી.—
રસીલી રંગીલી અદભૂત અહા સુંદરી બની;
અરે જાણું હુંતો રમણી મણિ માંહિ શિર મણિ.
ઘટે લક્ષ્મીને શું જગપતિ વિના અન્યજપતિ?
ખરે નક્કી નક્કી કળિયુગ મહિં તો નથી સતી.—

**દરબારીઓ**— ( २० )

ઉત્કૃષ્ટ ને ઉદાર વૃત્તિ હે? જગત્પતિ?
મહિપતિ મહામતિ આ આપ મૂરતિ—ઉ૦—
ચિરકાળ, ભૂપાળ, તું પાળ૦ કૃપાળ, સંભાળ આ બાળ—ઉ૦
દયાની વૃષ્ટિથી તું દુઃખ દાવાનળ ટાળ—ઉ૦

**સિંધુલ-ભોજ-મુંજ**— ( २१ )

જુઓ કેવી અજાયબી, પ્રપંચી પામે છે સાહ્યબી
આતે કેવો છે અન્યાય. ( २ )
ચૂપ કેમ બકયે જાય

બાકી બીજી છે કાંઇ લાયકી—જુઓ૦—
કાકા હવે બાકી બીજી છે કાંઈ લાયકી
નથી ગયો જગરાય—
સાચે સાચાનો છે સ્હાય
સ્વપ્ના સમાન જાવી સાહ્યબી—કાકા૦—
બસ કર માધ્વ—મ્હોટા આપ—જા જા જા
હરિ હરિ નિરદોષી મરી જાવ આમ—

વારાંગના— ૨૨

વાહ દીવસ, વાહ સમય, વાહ ઘડી, વાહ વાહ વાહ વાહ
આહ લ્હેર, આહ મ્હેર, પરમ પ્રભુની આહાહાહાહા
હરખ ભેર, આનંદ લ્હેર, વરસે ઘેર ઘેર
ઉમંગ ભેર, રસની ન્હેર, ફરતી ઠેરઠેર—વાહ
રમતાં, જમતાં, હરતાં, ફરતાં
નાજની રસીલી ને રસિક નર વાહ વાહ—

——(૦)——

## અંક ૨ જો.

સિંધુડા— ૨૩

કરમ તારી કારીગીરી છે અજબ, ગૂજારે ગરીબ પર તું કેવો ગજબ?—કર૦
દશા તંત્રનો તું નિયન્તા થઇ, દળે જે ચઢે હાથ તે તે લઇ—કર૦
ડરી ગઇ ખરે લક્ષ્મી તારા થકી, સદા નાશી નાશી પડે અંધ થઇ—કર૦

કરમની કૃતિથી મૂઝાયે નહિં ખરો થર તે ભાગ્યશાળી
અહિં—કર૦

**બોજ—જયા—** ૨૪

શું પિતાજી આમ જશો રાખીને રખડતા
રે પશુએ બાળ કદી કાળ ન પટકતાં—શુ૦
વાડ વિના કોણુ વેલો વધારે ?
ભાઈ બ્હેન રહે શું ભટકતા રખડતા—શુ૦

**બોજ—** ૨૫

બસ બસ જઇ હું આજ કટારે કરૂં પૂરો એ કાકાને
રીબાવે જે પાપી નાહક આમ અધર્મે રાંકાને—
છતી શક્તિએ સહન કરી રહેવું આ કયાં સુધી?
સુઝાડી તમોને તાત કોણે ઉંધી બુદ્ધિ?
પાપીનું વચન માની મુકો રાજ્ય ઋદ્ધિ—છતિ૦ બ૦

**બોજ—જયા—** ૨૬

હો ભાઇ સંકટ શી રીતે સહેવું ?
હો બેની કોની કને જઇ કહેવું ?—
મ્હેલ માળામાં રહેતાં મઝેથી, રમતાં જમતાં સુખેથી;
પાળક તાત પંખી ઉડી ચાલ્યા, હાય હવે શું કરવું—
ગોદમાં દાબી ગેલ કરાવી જે હુંફ આપતા હોંશે;
સુખ દેવાને દુઃખ જે સહેતા, તે આમ મુકી ગયા વ્હેતા—
શું કરવા મૂઝાયે મનમાં? ગયો નથી તાત જગતનો
હે! જગત્રાતા! ને પિતુ માતા શરણે આ બાળ તમારા
હે પ્રભુજી શરણાંગતને નિભાવો—

**રૂપાળી-મુંજ—** ૨૭

મોહ્યો મોહિની આ ગુલ બદનપર
વાહ વાહ ( ૨ ) રંગીલા રસીકવર
મીઠી વાણી એ શાણી ને કારી નઝર—મોહ્યો—
એ તારાં નેણુ હા નચાવે છે નાજની
હાજર હજુર ઉભી એ મારા દિલબર—
પ્રીતિ રસ પ્યાસી અલબેલાની છુ ખાસ દાસી
વાહ વાહ અલબેલી નાર જોબન મદમાતી—

**દારૂડીયા—** ૨૮

કહો ભાઇ લ્હેજત કીહાં સંસારમાં
સાચે એક પ્યાલો ને પ્યારી ના પ્યારમાં
ભરો ભાઇ પ્યાલો જોજો—જો-જો-ઓહો—
દારૂ છે લાલ લાલ-પીનાર ફક્કડ લાલ
(પીને ડોલો) રંગે રંગીલા બજારમાં-
ધરમ કરમ જપ એતો છે ગપસપ
(સાચે ભાઇ) ખાવું પીવું છે એક સારમાં—

**રૂપાળી-દાસીઓ—** ૨૯

રૂપાળી હું રાણ્ય રાજાની, કહો શી મારે હવે કમીના ?
મુંજરાજ પોપટ છે મ્હારો, હું થઇ બેઠી મધુરી મેના-૨૦-
બાઇ અમે શું બોલીએ મુખથી જગ જાહેર બલિહારી તમારી;
મુંજ સમા વીર પર મોહિનીથી, મેળવી સેજમહિં સરદારી-
મનહર મુખને લટકે મટકે, નાજુક નખરે ને નેન કટાક્ષે
હરકોઇ પુરૂષની મંતરવી ચોટી, વાત સખી એ નવ કાંઇ મોટી-

દાસીઓ— ૩૦

બોલેશું બોલેશું બોલે થઇ બેભાન વચન શા નાદાન—
ડાહીતું ડાહીતું અમે તો અજાણ—વારૂ બા અજાણ—
કસ્તુરી તે કાંદો થાય, સિંહ શ્વાન બની જાય
બેસોને ડાહીબા—શાંણી સમજી જા—ચૂપ—
કેને વારૂ કુંદન તે કદાપી એ કાળું થાય
સાકર મીઠાશ મુંકી કડવી કદાપી થાય
પટોળીએ ભાત પડી તેતો શું પલટી જાય—
નેવસે આવેલાં નીર કદાપી એ મોભે જાય—
શીયળ શંગાર પરમાર વેશ્યા યાર થાય
વાહ વાહ વેણુ શા વદાય ઉંધાને ઉંધું મનાય
અરે આ........કાંઇ સમજ સુજાણુ—

રૂપાળી-દાસાંયો ૩૧

પાવન કરીએ પધારીને આ અબળાનો આવાસ—
રસિક મંડળના છો સરદાર, લલિત લલનાના છો શૃંગાર
જીવે છે આપ આશરે પ્યાર, આજ પધારી લાજ વધારી,
પૂરી મારી આશ—પાવન—

ભોજ— ૩૨

જોયું જોઇ જોઇને મેં તો ચોક્કમ—
કામ સઘળે સધાય બાઇ દામથી—
કોઇ બતાવે પ્યાર થઇ બેસે દિલદાર
કહેશે તું મારો યાર, અન્નદાતા સરદાર—જોયું
કોઇ હોયે નાદાર તે ઠરે ઉદાર
કોઈ હોયે ગમાર, તે ઠરે હોશિયાર

બધે પૈસાનો પ્યાર અને પૈસાના યાર—જોયું
પૈસા વિનાની વાત કરતાં પડે છે લાત,
પૈસાથકી કમજાત, થઇ બેસે સુજાત,
બાઇ તુ ભલી ભાત, પછી પૈસાની ઘાત—જોયું

ભોજ— ૩૩

ક્યાં તું દાસી દામની? ક્યાં હું વીર કુમાર,
ક્યાં સૂરજ ક્યાં આગીયો, ક્યાં શીલ ક્યાં વ્યભીચાર—
સંગત કરતાં નીચની રંગત નવ રહેનાર;
પૈસા માટે પલકમાં, પલટી બેસે પ્યાર;
અરે ઓ વેશ્યા નારી, સમાલ નેન કટાર, સમાલ નૈન કટાર;
સમાલ વેણુ તરવાર, એ તરવારે પરમાર ના ડરનાર—અરે—

રૂપાળી— ૩૪

ના બોલ્યા ત્યાં તો બહુ ફાટયો કેમ કુમાર
નથી જાણતો મુંજરાજ છે મારા દિલદાર
કહેતાને વાત તને ઝટ ઝપાટે લઇ જશે, સેજમાંહિ કેદ થતાં,
બક બકાટો રહી જશે—
અરે ઓરે અનાડી, જબાન તારી સંભાળ,
જબાન તારી સંભાળ વચન જોઇને ઉચ્ચાર—ઓરે૦

ભોજ— ૩૫

તારા જેવી તો ઠગારી નારી, કરોડો નિહાળી,—
આવી ચાલાકી ચલાવાવાળી, નેનમાં નચાવાવાળી;
સાનમાં સમજાવાવાળી, વાતમાં રીઝાવાવાળી—જેવી૦
અરે રાજાજીનું મનહરી, વશ કરી ધન હરી, નાંહ બેઠી સમહરી;

જાજા અરે જરી જરી, જરા હવે ઠરી બેશ, શીદ ચોળે ઝાઝી મેશ;
લાભ નથી એથી લેશ, જેવી તું તેવા નરેશ—જેવી૦
પહેલાં વ્યભિચાર અનાચાર મૂળછે અપાર અપાર યાર એમાંવળી;
આવી નારથીતો પ્હોચ્યા પારપાર, એકથી તું રમે જાર,
બીજા થકી બાંધે પ્યાર, ત્રીજાને કરે તૈયાર, મારીને કટાક્ષમાર
આવો તારો પ્યાર, કરે દિના દશ યાર, પૈસો હરીને અપાર
કરી મુકતી લાચાર, અરે જાજા તારૂ મુખ દેખી આવે મને
તો બકારી૦—જેવી૦

રૂપાળી— ૩૬

ભલે ભલે પધાર્યા રંગ રસીઆ
કહો કહો રસીલા રાજ હતા ક્યાં વસીઆરે રંગ રસીઆ—
તમે ઘર ઘર ભમતા ભોગી હું પ્રેમ દરદથી રોગી—
થઇછું જોગી—(૨)—કહો કહો રસીલા—૦
માનુનીને મુકી મ્હેલે લાલા ચઢીઆતા સ્હેલે
વ્હાલી વેલે (૨)—કહો કહો—૦

જયન્ત— ૩૭

જનુની ફોગટ ભારે મારી રે લંપટ વ્યભીચારી,
ગજ્યો નહીં કાં ગર્ભ વીષે તું રેરે દુષ્ટ અનાડી—
આંબાને ત્યાગીને રાગી બાવળીએ જઇ બેસે;
સાકરને મુકીને મુરખા વિષ્ટામાં જઇ પેસે
આ ભવમાંને પરભવમાં પણ સ્વપ્ને સુખનાં ફાંફાં
કુંજર કીડીને પજવે છે જોજો કળજુગ માંઆ
મુ—ધીક્કાર—ફીટકાર—હજાર—જનુની૦

રૂપાળી-મુંજ— ૩૮

રસીયા રમાડો મને રાજાની રીત—
જાને જવાદે જોજે પરાણે પ્રીત-
ચોરાના ચોર ચોરી ચાલો શું ચિત્ત-
વળગ્યું વાટેથી પ્રેમ ઘેલું પલીત—
( હવે મને બંધાવોને; ઉભી રહે બંધાવુંછું)—રસીયા—૦ નાના૦
( અરે કોઇ હાજર—નામદાર—આને અવળા હાથે બાંધો )
( આમ છોડુંછું પછી રાણી-)
મુકો તલવાર પાસે છાની રહે સીત—નાના૦
ખેલાવું ખેલ ખરેખરો તને ખચીત
ચાલાકીથી કરૂં જુઓ આમ હું ચકીત
ખાવાની ખાન પાન ગાવાની ગીત
( આ કુલટાને અંધારી કોટડીમાં કેદ—હાય કપટ
ખુમ પાડું છું એ એ ——— લે૦ )
રાજાની પ્રીતીની જોજે આ રીત—

જયા-ભોજ-સાવિત્રી— ૩૯

અરે માજી ! જાઉં હું સાસરીએ
પ્રભુ બેન ! તારી આશા પૂરશે—અરે૦
ઝુકાવું અરે-નાવ આ નાનીશી
ઉછળતા અહો દુનિઆ દરીએ—અરે૦
કીનારે રહી સાથ રમતાં હતાં
હવે પડી જુદાં સફર ચઢીએ—અરે૦
વિકટ પંથ તારોછે ભાઇ અરે,
જરૂર મુંજરાજ ખરાબો નડે—અરે૦

કરી પ્રાર્થના હે ! પ્રભુ માગીએ
ઉતારે સરે રાશ આ હોડકાં—અરે૦

જયા— ૪૦

આજે તો ધન્ય ઘડી, ધન્ય દિવસ, ધન્યસમય
રડતી ઝુરતી રમણીને રસિક પતિ રીઝાવશે;
રમીશ રસિક માંછલી હું, પ્રેમ નીરમાં-
પ્હોંચનથી તો એ પ્હોચી, સ્વામી સુધાકરની પાસ
દૂર કરીશ દૂર કરીશ હું વિયોગ ડાઘ-આજે૦

સિંધુલ-- ૪૧

આષાઢની અંધારી રાત ઘનઘોર ઘટા ચઢી
પાપીના પાપે પૃથ્વી માતે ઓઢી શું પિછોડી—આ-
નજર નિરૂપયોગી દેખતાની એ થઇ!
વિપત્તિ વેળા બુદ્ધિ જેમ બુદ્ધિમાનની—આ-
વાયુથી વાદળાં બધાં વિખેરાઇ જશે;
નિશા જતાં પ્રકાશ પૂર્ણ રીતે જામશે—આ-
આશાના વાયુનીજ આશ આ અભાગીને;
સુખનો દિવસ હા ! દેખવો નથીજ નિર્ભાગીને—

જયા— ૪૨

હવે ફાંફાં તું જાવાદે હરીનું ધાર્યું થાવાદે
ભજન જળમાંહિં નાહવા દે કરમનો મેલ મીટાવાદે
લાલચની લ્હાય ઓલાવાદે, સદા સંતોષ સીંચાવાદે
નશીબને જોર જમાવાદે—હરી—૦
ગમે ત્યાં ઘડો ડુબાવાદે કુવે કે સમુદ્રે જાવાદે
ધડા જેટલુંજ ઘડો તે લે—હરીનું ધાર્યું થાવા દે—હવે૦

**કલ્યાણ-જયા-** **૪૩**

આજે ઉગ્યા સોનાના સુરજ, મળી મ્હને મોહીની મુરત
વાહ વીધાતાની કેવી છે કુદરત, કેરી ચઢાવી હીલોળે આ બીન રત
ભાગ્યશાળી ભામા પુરો ભમર, માલતી મળી સદ્ધર અદ્ધર
( વાહ વ્હાલા આવું શું બોલોછો )
રે રંભા પણ તારી ચરણ રજ, કામની તુજથી હુ કોટી ધ્વજ-હો આજે૦
વાહ વીણા જેવી વ્હાલાની વાણી, પ્રેમ લેતી નાડી નાડીથીતાણી.
( પણ તારૂણી તમને તો નજ પ્હોંચાય-એમ કેમ સલુંણા. )
ઓર ખુબી તારા નયણે સમાણી, કાંક ભભુતી ભમરમાં ભરાણી
પ્રાણ લેતી ઘટ ઘટમાંથી તાણી,,પણ પીડા નહીં પલક પીછાણી-
આજે૦-(વાહ)

**કલ્યાણ-જયા-** **૪૪**

હાં હાં હાં હાં હાં મન માન્યા મોહન
... ... ... ...મારા તન મન ધન
જાઓ રસ પ્યાલાને પછાડી જીવજીવન
સુંદરી રીસાએ શાને તુજથી હું સજીવન
જાઓ જાઓને જાણ્યું કપટ-અરે વાહ
રાખો રાખો લાલાજી બધી લટપટ-અરે વાહ
ખુંટી મુકો ખેલાડી ખટપટ-અરે વાહ
જાઓ જાઓ જાઓ

(હું જાઉંછું–હા જાશ્યું, આ ચાલ્યા–હે માર્યા) - —હા—

કલ્યાણ– ૪૫

શુદ્ધિ સઘળી ગઇ ગઇ અરર ! નિવડી નાર હરામ
જેને તન ગણી તનમન સોંપ્યું હા હા તેતો હાલ ભાન વિસરી
ધિક્ જગતમાંહિ નારી, પ્રપંચની એ બારી
ફોલી ખાઇ સઘળી સંપત, નરના હવાલ, કરતી બેહાલ,
દુઃખના દલાલ–શુદ્ધિ૦

કલ્યાણ–જયા– ૪૬

દૂર દૂર દૂર દૂર ઓ નારી ધુતારી ઠગારી હત્યારી - દૂર૦
અરેરે! પ્રાણાધાર! પડ્યો શો મારો વાંક !
અરે ! ચતુર કુમાર હું તો અબળા રાંક
શરમ ધરમ સકળ તરત તજીને હરણ કરણ પ્રાણ,
થઇ તૈયાર, રે નાદાર ! રહેશે હવે નિત્ય રંડા ચઢતું નૂર–દૂર૦

વારાંગના– ૪૭

સૈયાં સલોના જાઓ ખાઓ મે ગાર
વાસબસે જાય રાત સો તન સંગ
ભોર ભયો દીયો મોહે દેદાર—
બબુલ બેઠે જાઓ ભમરજી
છુનેન દઊગી અબમેં લગાર—

ભીમદેવ– ૪૮

બાંધીને પાપીને મારૂં હું ઘર

કેવો હા—હરામ ખોર—
ગરીબ ગોલો ગો મુખ વાઘ
દાનવ દગા ખોર
ક્ષત્રીના હાથથી છુટવો નથી એ ચાતુર ચોર
રાજાજી એ છે બહું બળીયો—
સાચો ક્ષત્રી વીર નથી મળીઓ—
ઘાટ પ્રપંચ તણો એ ઘડીઓ
નીચે પાપ ગ્રહ હવે નડીઓ—
મારી માર—પાડુંપાર—રે આ વાર—ક્ષત્રી૦—

સબળા— ૪૯

ચંડાળ તને ધિક્કાર અરે ધિક્કાર હજારો વાર
કુમાર અહા સુકુમાર અરે તે કરવા ધાર્યો ઠાર
કાળા મ્હોંના, લાલચે લાગી ડર્યો ન લગાર
છાનું નહિં રહે, રે કાને કહે પાતાળે પણ પેઠેલું પાપ
કિરતાર સદા સાચાનો છે સમજી લેજે પાપી આધાર

—(૦)—

## અંક ત્રીજો.

ભોજ— ૫૦

મનની મનમાં તનની તનમાં રાખી પ્રભુએ મનની મનમાં—
શું શું ધાર્યું, થઇ ગયું શું શું, ધાર્યું ધણીનું પાર પડેલું—

કહેવત જગની સાચીજ ઠરશે, પાપ પ્રજળશે સત્યજ તરશે—

ભોજ-વિદ્યાર્થીઓ— ૫૧

વંદીએ વિભુ તમોને વિશ્વ તારનાર
કોણ મથી કાઢી શકે, સત્વ તણો સાર—
ટાળી કર્મ વાસના સુજ્ઞાન સિંચનાર
રગડા ઝઘડા માંહી રહી મૂર્ખ બોળનાર—
સાર શોધી તત્વ આહી કોણ તારનાર
રાગદ્વેશ ટાળી રહો નિત્ય નિર્વિકાર—
શંભુ બુદ્ધ વીરપીર નામ છે અપાર
શુદ્ધ તેજ સચ્ચિદાનંદ વંદુ વારવાર—

મુંજ— ૫૨

વ્હાલી વિના હાય ! નહિ ઘડિક પલક પલક પડે ચેન;
વારૂ વારૂ તોય અરેરે મારૂં હાય મનન વળેરે—વ્હાલી—
મદનનું ભૂત ભુંડું ઘુંમતુ ઘુંમતું પુઠે ઘુંમેરે
હાય કરૂં શો ઉપાયરે, હવે નહિં કાંઇ સુઝેરે—પ્યારી૦

જયા— ૫૩

અરે આદ્ભુત વાદળ શીરપર આવ્યું, હરી તું ઉગારી લે
ત્રિભુવન ત્રાતા તુજવીણુ કોને પામર જન જઇ કે'—
દુનિઆ બધી આ દિનજનને મન દુખતી દેખાતી

તારા સુરજને ચંદ્ર કળા પણ છે ઝોલાં ખાતી
નથી સાથ સંગાથી કોઇ ડુબતી હાય બચાવી લે—
આશા મધુ બીંદુને માટે જીવ ભમરો ભટકે
અહિંથી કુટાતો ત્યાં અથડાતો અધવચમાં લટકે
કિરતાર સ્મરણ કર રે જીવ દળાદર તારણ તરણજ એ.

બચા— ૫૪

જો પ્રપંચીનર, આખર બનેલ ખર
કોણ અમર, સત્યભર, રહીએ નર—
જમીન જોરૂ જર, પચાવે પ્રેમભર
છે જમનો કર, દુષ્ટનર, ચિત્તધર—
રાચે પંપચી પ્રાણી, છે નાશની નિશાની
જયમ પાંદડાનું પાણી—હાયહાય
હાય હાય છે સદાય, હાડ ચામડાં ચુંથાય
પાપી છેવટે પીલાય—હાય
પાપીજશે કમાણી, રહેવાનું વાને પાણી
આખર થશે ધુળધાણી—હાય હાય૰

મુંજ— ૫૫

થયા છેવટ આવા હાલ
આવી પહોંચ્યો અકાળ કાળ—થ૰

પુન્ય પાણીના પૌઢા પ્રવાહે તુટી પાપનીપાળ
પાપ ધુળ ધસડાઇ પલકમાં ફેલી વિશ્વ વિશાળ—
રાજ્ય તણી હતી જે નરવરને સઘળી દોરી હાથ
કેદી થઇને ભરે બજારે મરકટ વત દોરાય—
ધાર્યું હતું કે શ્રી પ્રભુનો પણ ઝાંખો પાડુ પ્રતાપ
કચરાયો જીવ કીડો વાગી કાળ વાઘની ત્રાપ—

**કલ્યાણ-જયા—** **૫૬**

મળી મને મોહીની રસીલી દીલદાર
માનું આજે માનુની સફળ અવતાર
છેટે રહો છબીલા હવે હું તો ગણાઇ છીનાળ
મરમના બોલે બાળા બનાવે લાચાર—
બાલમ વ્હેમ વસ્યો અંતરમાં—ભામની ભુલ્યો હું ભીતરમાં;
કંચનને કાળુ સમજ્યા—સાકરને વિખ ખર સમજ્યા
માફ કરો કુળવંતી નાર—હાં અહાં અરે અરે
પ્રાણાધાર મારા તમે શીર સરદાર—મળી૦

**બાધા—** **૫૭**

સત્યનો જયકાર

**હરે પાપીઓ પોકાર ઠાર ઠાર—(હાય બાપરે)**

ભૂખીનો ભાર, જગત સરદાર

ઉતારે મારીને માર—રે મારી—

( કોણુ—ભાઇ—હા—દીકરા—તાતજી )

છે વિશ્વના સરદારે કીધી વ્હાર,

છે સત્ય દીપકની અખંડ ધાર

જેવું કરનાર તેવું ભરનાર

રે કીરતાર સદા તૈયાર— સત્ય૦—

